 

શ્રી કપડવંજ સેવાસંઘના આશરા નીચે ભજવાયેલ



# સ્વતંત્ર ભારત.

( હિન્દીઓનો એક મનોરથ )

નામના

## નાટકનો ટુંક સાર તથા ગાયનો.

રચનાર:—શ્રી૦ કાન્તિલાલ દોલતરામ ત્રિવેદી. બી. એ.

પ્રકાશક:—શંકરલાલ દેસાઇ,
પ્રમુખ સેવાસંઘ-કપડવંજ.



સંવત્ ૧૯૮૪ ] [ સને ૧૯૨૮

પ્રત. ૧૦૦૦,

આ નાટ્યપ્રયોગ કપડવંજમાં મોઢ બ્રાહ્મણની ધર્મશાળામાં સંવત્ ૧૯૮૪ ના ભાદરવા વદ ૧૧ તા. ૯-૧૦-૨૮ ને મંગળવારના રોજ શ્રી૦ કપડવંજ મહાજન લાયબ્રેરીના લાભાર્થે કપડવંજના યુવકો સેવાસંઘના આશરા નીચે ભજવી બતાવશે.



મુદ્રકઃ-પુરૂષોત્તમ શંકરદાસ "ઉત્કૃષ્ટ મુદ્રણાલય"
ઠેકાણું, ફર્નાન્ડીઝ બ્રીજ નીચે;
રીચીરોડ—અમદાવાદ.

# નિવેદન.



'સ્વતંત્ર ભારત-હિન્દીઓનો એક મનોરથ-' એ નામક શ્રી કાન્તિલાલ દોલતરામ ત્રિવેદી, બી. એ. રચિત નાટય પ્રયોગ શ્રી કપડવંજ મહાજન લાયબ્રેરીના લાભાર્થે ભજવવાનું નક્કી કર્યું હોવાથી તે નાટકની વસ્તુ સંકલનાનો સારાંશ તથા ગાયનો બહાર પાડતાં આનંદ થાય છે.

આજે હિંદમાં ચાલી રહેલી રાજદ્વારી પ્રવૃત્તિઓ અને સમસ્ત હિંદના પ્રજાજનના મનોરથો બતાવી આપતું આ કલ્પનાથી રચેલું નાટક સત્ય વસ્તુસ્થિતિનું કંઇક દિગ્દર્શન કરાવશે અને કપડવંજની પ્રજાને વિચાર પ્રેરક નિવડશે તો આ નાટક ભજવ્યું સાર્થક થશે.

શ્રી કાન્તિલાલે પોતાની આ કૃતિ કપડવંજની સાર્વજનિક સંસ્થાના લાભાર્થે રજુ કરી છે તે માટે કાર્ય કર્તાઓ તેમના આભારી છે.

આ નાટય પ્રયોગના ગુણ દોષનો અત્રે ઉલ્લેખ કરવો અસ્થાને છે; તે કાર્ય તો પ્રેક્ષક વર્ગનેજ સોંપાય.

ભાદરવા વદ ૧૧. સંવત ૧૯૮૪
તા. ૯-૧૦-૨૮.
કપડવંજ.

શંકરલાલ દેસાઈ.
પ્રમુખ, સેવાસંઘ.



# લેખકના બે બોલ.

જ્યારે આ ' સ્વતંત્ર ભારત, હિંદીઓનો એક મનોરથ ' નામનું નાટક લખવાનુ શરૂ કર્યું ત્યારે તેનુ લક્ષબિંદુ ગાંધી જયંતિએ ભજવવાનું હોઇ તેમાં ખાસ કરી મહાત્માજીનાજ વિચાર પ્રમાણે સ્વરાજ્ય મેળવતાં કેવા સંયોગો વચ્ચે થઇ પસાર થવું પડે તેનું ચિત્ર કલ્પનામાંથી ઉપજાવી કઢાયુ છે. સ્વરાજ્યની ચળવળ આપણા દેશમાં અત્યારે ચાલી રહેલી છે પણ તેનું ખરૂ રહસ્ય ઘણાખરા માણસો પેપરો ન વાંચતા હોવાથી સમજી શક્યા નથી. માટે તેવાં સ્ત્રી પુરૂષોને આ નાટય પ્રયોગ દ્વારા તેનો ખરો ખ્યાલ આપી શકાય, સાથે સાથે આપણે જે અંગ્રેજ પ્રજા પાસેથી સ્વરાજ્ય મેળવવાનું છે તેમનો અને આપણો રાજદ્વારી અને આર્થિક સંબંધ કેવા પ્રકારનો છે અને તેમાં જરા પણ ફેર પડતાં કેવા પ્રકારની અસર થાય તેમ છે તે જણાવવા આ પ્રયોગ રજુ કરાય છે. આને લઇ આવા નાટય પ્રયોગો લોક શિક્ષણનો પ્રચાર કરવામાં ઠીક મદદરૂપ થઇ પડે તેમ છે.

સેવાસંઘના પ્રમુખ શ્રી શંકરલાલ દેસાઇએ આ પ્રયોગને ભજવી અત્રેની મહાજન લાયબ્રેરીને આર્થિક સહાય આપવા માટે પૂછતાં તેવી લોકોપયોગી સંસ્થા માટે તેને ભજવવામાં મ્હેં મ્હારી અનુમતિ આપી છે.

ગાયનોના સંબંધમાં ભાઈ કૃષ્ણપ્રસાદ પીતાંબરદાસ ત્રિવેદી તથા મ્હારા નાના ભાઇ રમણલાલ દોલતરામ ત્રિવેદીએ પોતાનો સુંદર ફાળો આપી મને ઠીક મદદ કરી છે તે માટે તેમનો અંતઃકરણ પુર્વક આભાર માનું છું. આ નાટકમાં પહેલેથી તે છેલ્લે સુધી સેવાસંઘના મંત્રી ભાઇ ચંદ્રકાન્ત મણિલાલ પરીખે વારંવાર જે કિંમતી સુચનાઓ આપી છે તે માટે તેમનો પણ હું ઋણી છું.

મ્હારે હવે સ્પષ્ટ જણાવી દેવું જોઇએ કે નાટકના નામથી કોઇએ ભડકવાનું નથી; કારણકે અહીં ' સ્વતંત્ર ભારત ' નો ઉલ્લેખ ના. શહેનશાહના છત્ર નીચે સંસ્થાનિક સ્વાતંત્ર્યતા પુરતોજ છે.

છેવટમાં આ પ્રયોગનો લોકહિતાર્થી સંસ્થાને માટે ઉપયોગ કરવાના આગ્રહ માટે ભાઇ શંકરલાલ દેસાઇના સ્તુત્ય પ્રયાસને વખાણી, પ્રેક્ષક વર્ગને આ મારો પ્રથમ અને ઉતાવળીયો પ્રયાસ ખામીઓવાળો જણાય તો તે તરફ દુર્લક્ષ રહેવા વિનવી, આવી પ્રજાકીય સંસ્થાઓને ઉદાર દીલથી પોષવા અરજ ગુજારી હું વિરમીશ.

ભૂખરભાઇની ખડકી,
ભાદ્રપદ કૃષ્ણ એકાદશી,
સંવતઃ—૧૯૮૪.
કપડવણજ.

લી.

કાન્તિલાલ દોલતરામ ત્રિવેદી

# સ્વતંત્ર ભારત

## ( હિન્દીઓનો એક મનોરથ. )

### ટુંક સાર.

## અંક ૧ લો.

નાન્દી બાદ ગુરૂજીનું શિષ્યોના પૂછવાથી નાટકની વસ્તુથી તેમને માહીત કરવું.

પ્ર. ૧ લોઃ—ઓક્ષફર્ડ યુનિવર્સિટીની એક કલાપ રૂમમાં સુરેન્દ્ર, જહાંગીરશા, મહમદખાન અને ઑલિવર નામના ચાર હિંદી યુવાનો હિંદમાં કલેકટરી મળ્યા બાદ કેવી પ્રકારના મોજશોખો તેઓ માણસે તેવી વાતોમાં મશગુલ થાય છે તેવામાં મી. અમેરિકન, મી. ફ્રેન્ચમેન અને મી. જર્મન, તેમના પરદેશી મિત્રો તેમને ખરી કર્તવ્ય દિશાનું ભાન કરાવે છે અને તેથી તેઓ તાબડતોબ હિંદમાં જઇ હિંદને સ્વતંત્ર બનાવવા શા ઉપાયો લેવા તે સંબંધી વિચાર કરવા તેઓ બીજે દિવસે સુરેન્દ્રની રૂમમાં મળવું એવો નિશ્ચય કરી છુટા પડે છે.

પ્ર. ૨ જોઃ—ક્વીન્સ ટેવર્નની અંદર કેટલાક વિલાયતના મજુરો હિંદની મુર્ખાઇ તથા ભોળપણને લઇ તેઓ નિષ્ફીકરા રાજાની જેમ કેવા મોજો ઉડાવે છે અને તે દેશ તેમના કબજામાં ન આવ્યો હોત તો તેઓને તેમના બાપદાદાની માફક અમેરિકા. આફ્રિકા વિગેરે જગાઓમાં સંસ્થાનો સ્થાપવાં પડત તેવો વિચાર કરતાં દારૂ પીવામાં મશગુલ બને છે.

પ્ર. ૩ જોઃ—સુરેન્દ્રની રૂમમાં હિંદી વિદ્યાર્થીઓ ઘણા વિચાર કર્યા પછી તેમણે હિંદ જઇ અંગ્રેજી માલ અને કાઉન્સીલોના બહિષ્કારની ચળવળ કરી, સમગ્ર હિંદની માગણી સ્વીકારવાની સ્થિતિમાં ઇંગ્લેન્ડને મુકવા પ્રયાસ કરવાનો નિશ્ચય કરી, વધુ અભ્યાસ અટકાવવા બીજે દિવસે પ્રિન્સિપાલને રાજીનામાં આપી હિંદ ઉપડી જવાનો નિશ્ચય કરે છે.

**પ્ર. ૪ થો:**—પ્રિન્સિપાલને રાજીનામાં આપવા સુરેન્દ્રનું તેના મિત્રો સાથે જવું. પ્રિન્સિપાલનું તેને તેમ ન કરતાં અભ્યાસ કરી કલેકટરી સ્વીકારવા સમજાવવું છતાં પણ તેઓનું પોતાના નિશ્ચય મુજબ હિંદને સ્વતંત્ર બનાવવા રાજીનામાં આપી ચાલ્યા જવું.

**પ્રવેશ ૫ મો.** કેન્સીંગ્ટન ગાર્ડનના એક ભાગમાં બાંકડા પર જોન્સ અને ટોમ્સ બેઠા છે. બીજા બાંકપર જેમ્સ અને હેન્રી છે; ત્યાં છોકરાંઓનું ન્યુસપેપર લઇ આવવું; તેઓ પેપરો ખરીદે છે અને હિંદીયુવાનોના સ્વદેશ પ્રેમની વાત જાણી ગભરાવવું, તથા પોતાના દેશમાં જઇ તેઓ કોઇપણ તોફાન મચવશે તો તેમને અંગ્રેજો પોતાના લશ્કર વિગેરેથી દબાવી દેશે એમ વિચારી શાન્ત પડવું.

ટેબ્લો. ટેબ્લો.



# અંક ૨ જો.



**પ્રવેશ ૧ લો**—બજારના એક ભાગમાં સુંદર અને સુર્યકાન્ત, સુર્યકાન્તના સ્વદેશી વ્રતની વાત કરે છે ત્યાં માણેકલાલ કેટલીક દેશી ચીજો બજારમાંથી ખરીદી લઇ આવે છે અને તે સુંદરને બતાવી તેને સુરેન્દ્રના યુવક સંઘમાં જોડાવા કહે છે. સુંદર તે કબુલ કરે છે અને તેની દુધ અને દહીમાં પગ રાખવાની ટેવ છોડી દેવાનો નિશ્ચય જાહેર કરે છે. ત્યારબાદ તેઓ બંન્ને કુમારીકાઓના સ્વદેશી ચળવળ સંબંધીના ગવાતા ગરબા સાંભળવા જાય છે.

**પ્રવેશ ૨ જો**—વાણીઆવાડમાં ગરબા: સુંદર અને માણેકલાલ ગરબા સાંભળી રહ્યા હોય છે તેવામાં ચંદ્રકાન્ત અને કુંજબિહારીનું ખાદીની ફેરી ફરતા આવવું. ખાદી હવે કેમ સસ્તી વેચાય છે તેનું કારણ તેઓ સુંદરને જણાવી ખાદી ફંડની પેટી ધરી થોડી ખાદી વેચાતી આપવી. વળી શાન્તા અને ભાનુ પણ થોડુ કાપડ ખરીદે છે અને વિલાયતી વસ્ત્રનું ભાન ભુલાવે તેવાં દેશી રંગબેરંગી કપડાં મળતાં હોઇ વિદેશી માલનો મોહ છોડી દેવાનો પોતાનો નિશ્ચય જાહેર કરવો.

**પ્રવેશ ૩ જો**—યુવક પરિષદમાં સુરેન્દ્ર પોતાના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં નહેરૂ કમીટીનો રીપોર્ટ માન્ય હોવાનું જણાવે છે અને સર્વ-પક્ષ પરિષદ તથા કોંગ્રેસે તે સંબંધી કરેલા ઠરાવો તેઓને બહાલ હોવાનું જણાવે છે. હિંદમાં ચાલી રહેલી હુન્નર ધંધાની ખીલવટ અને બહિષ્કારની ઇગ્લાન્ડ પર શી અસર થઇ છે તે જણાવી પોતાને સંસ્થાનિક :સ્વરાજ્ય મલવાની વકી હોવાનું જણાવે છે. ત્યારબાદ જહાંગીરશા યુવકસંઘે દેશમાં કેવો આર્થિક ફેરફાર કર્યો છે તે પોતાના રીપોર્ટથી જણાવે છે. જો નહેરૂ કમીટીનો રીપોર્ટ વિલાયતવાળા ન સ્વીકારે તો તેમનો સંપુર્ણ બહિ-ષ્કાર કરવાનો તેઓ મત જાહેર કરી પરિષદ સમાપ્ત કરે છે.

**પ્રવેશ ૪ થો**—ઇંગ્લાન્ડના એક શહેરમાં ટોમ્સ અને જોન્સ હિંદે કરેલા બ્રિટિશ માલના બહિષ્કારથી થયેલ પોતાની કંગાલ સ્થિતિના વિચારમાંથી મુક્ત થવા દરીયા કિનારે જવા વિચારે છે.

**પ્રવેશ ૫ મો**—દરીયા કિનારે એક દુઃખી મજુર કુટુંબનાં છોકરાં તેમના મોટાભાઇ જેમ્સ પાસે ઘણીજ દીનતાથી ખાવાનું માગે છે. જેકસ વીલીને રસ્તામાં પડેલો એક પાઉંનો ટુકડો લાવી આપે છે પણ તેના હાથમાંથી એક કાગડો એકાએક તે ટુકડો ઝડપી જતાં વીલીનું ભુખે ઢળી પડવું અને તેની તેવી દશા જોઇ જેમ્સનું મુર્છા પામવું. છોકરાંની રડારોળ ટોમ્સ અને જોન્સનું આવી તેમને ખાવાનું આપવું અને વીલીને હાલતો જોઇ દુધ પાવું. વીલીનું બેઠા થવું અને જેમ્સને ઉઠાડવું. મજુરોની હિંદી બહિષ્કારથી થયેલી દશાનો જેમ્સ તેઓને ચિતાર આપી હિંદને તાબડતોબ સ્વરાજ્ય આપવા મજુરપક્ષ તરફથી વિચાર દર્શાવવા જણાવવું. ટોમ્સ બીજે દિવસે મજુર પરિષદ ભરવાનું જાહેર નામું બહાર પાડવાનું જણાવે છે.

**પ્રવેશ ૬ ઠો**—મજુરોની સભામાં ટોમ્સ હિંદના ઔદ્યોગિક પરિવ-ર્તનથી થયેલી તેમની દુઃખદ સ્થિતિ જણાવે છે અને તેના કારણ તરીકે હિંદની સ્વરાજ્યની માગણી જણાવે છે. જોન્સ હિંદ સાથે સંબંધ રાખ-વાથી શું ફાયદો મલે છે તે જણાવે છે ત્યારબાદ ટોમ્સ હિંદની માગણી મજુરપક્ષે એકીમતે સ્વીકારવી એવો ઠરાવ રજુ કરી પાર્લામેન્ટમાં હિંદને સ્વરાજ્ય આપવા પોતાનો મત એકી અવાજે જાહેર કરવા કહે છે.

ટેબ્લો. ટેબ્લો.



# અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો**—અંગ્રેજી પાર્લામેન્ટમાં હિન્દી માગણી પ્રમાણે નહેરૂ કમીટીના રીપોર્ટ પર દરેક પક્ષનો મત જાહેર કરવા મી. સ્પીકર જણાવે છે. તેમજ હિંદી વર્ઝીરને હિંદની ખરી સ્થિતિનો તેમને ખ્યાલ આપવા હિંદના વાઇસરોયના ખરીતાનો સાર જણાવવા સુચવે છે. હિંદીવઝીર હિંદની બારીક સ્થિતિનો ખ્યાલ આપી હિંદીઓની માગણી સ્વીકારવાની વોઇસરોયની ભલામણ જણાવે છે. મજુરપક્ષ તેમની આર્થિક સ્થિતિના સુધારા માટે હિંદની માગણી કબુલ રાખે છે લીબરલપક્ષ તેને સંમત થાય છે. કોન્ઝર્વેટીવ પક્ષ થોડી આનાકાની પછી પોતાનો મત જણાવે છે.

**પ્રવેશ ૨ જો**—ટપુ, નટુને એક શેરીમાં મલે છે અને તેને તેની સાથે ચેવડા પીઝ્ટમાં ભાગ લેવા કહે છે પણ નટુ તેને તે પૈસાનો દુરૂપયોગ ન કરતાં સુરેન્દ્રની બેન્કમાં ભરી બે આનીની ૨૫) પાઇ કરવા જણાવે છે. તેઓ પછી પૈસા ભેગા કરી બેન્કમાં મુકવા ઠરાવે છે અને આ રીતે સુરેન્દ્રની સર્વ સ્થળે વ્યાપી રહેલી ચળાવળની અસર નાના બાળકો પર કેવી સુંદર થઇ છે તેનો ખ્યાલ અપાય છે.

**પ્રવેશ ૩ જો**—મજુરોની કલબમાં જોન્સ, ટોમ્સ, જેમ્સ વિગેરે હિંદની સ્થિતિ એકાએક પલટાયેલી જોઇ અજાયબી પામે છે અને પાર્લામેન્ટે હિંદને સંસ્થાનિક સ્વરાજ્ય બક્ષતી હિંદની પ્રથમ પાર્લામેન્ટ આવતી કાલે દિલ્હીમાં હિંદના વોઇસરોય મહારાજાના હુકમથી ખુલ્લી મુકશે અને તેથી તેઓને હવેથી કામ રોજી મળશે જાણી ખુશી થાય છે.

**પ્રવેશ ૪ થો**—દિલ્હીમાં હિંદી પાર્લામેન્ટ વોઇસરોયના હાથે ખુલ્લી મુકાવવી. સુરેન્દ્રનો શહેનશાહ તરફ વફાદારીનો ઠરાવ તેમાં પસાર કરાવવો. હિંદ બ્રિટિશ શહેનશાહતમાંથી બીલકુલ છુટુ થવા માગતુ નથી એમ ઠરાવી પાર્લામેન્ટ એડજોર્ન કરવી.

**પ્રવેશ ૫ મો**—જહાંગીરશાને ત્યાં સુરેન્દ્ર અને મહમદખાનનું હિંદની સ્વરાજ્ય મળવા બાદની સ્થિતિથી વાકેફ થવા આવેલા મી. અમેરીકન વિગેરેને મલવા જવું. હિંદની મુક્તિ જાણી તેઓનું ખુશી થવું.

મી. ગ્રેજ્યુએટ આવતાં તેઓનો બી. એ. થયા પછી શું કરવાનો વિચાર છે એમ પૂછતાં તેમણે સ્વીકારેલો દુધ વેચવાનો ધંધો અને તેના લાભ જણાવી તેઓ સર્વનું રાજા બહાદુરના ઘર તરફ જવું.

**પ્રવેશ ૬ ઠો**—રાજા બહાદુરના ઘર તરફ જતાં તેમને જમાલનું મળવું. તેને સ્વરાજ્યથી શો ફાયદો થયો તેમ મહમદખાનના પુછવાથી પોતાની અને પોતાની કોમની આબાદીનો ખ્યાલ આપવો. રાજા બહાદુરને મી. અમેરીકન સ્વરાજ્ય પછીની હિંદની રાજ્ય વ્યવસ્થા પર તેમનો અભિપ્રાય પુછે છે. તેઓ જણાવે છે કે તેમાં ખાસ ફેરફાર તેમને જણાતો નથી પણ દેશમાં હવે માન અકરામના બદલે સમાનતા વ્યાપી છે. એટલામાં પુંજા પટેલનું આવવું અને તેને સ્વરાજયના લાભ પુછતાં તેના ખેડુત વર્ગની તેથી કેટલી બધી ચઢતી થઇ છે તે જણાવવું. પછી તેઓનું ચોરા તરફ જવું રસ્તામાં રામલા વળતણીયાનું મલવું અને તેનું સ્વરાજ્ય પછીની સરળતા અને સુખોનું જણાવવું. ત્યારબાદ આ બધી એકાએક ઉન્નાત માટેના પૈસા કયાંથી લાવ્યા એમ મી. અમેરીકનનું પુછવું થતાં ચોરા ઉપર બેઠેલા તેમના નગરશેઠ કે જે હિંદી પાર્લામેન્ટના એક સભ્ય છે તેઓ તેમને હાલની રાજનીતિથી વાકેફ કરવું અને ખર્ચના ઘટાડા અને લોકના સ્વાર્થ ત્યાગથી આ સઘળુ બન્યુ છે તેમ તેમનું જણાવવું ત્યારબાદ અમેરિકનની માગણીથી સર્વેએ વંદેમાતરમનું રાષ્ટ્રગીત ગાઇ નાટકનું સમાપ્ત કરવું.

**સમાપ્ત.**



# મુખ્ય પાત્રો.



| | |
|---|---|
| સુરેન્દ્ર<br>મહુમદખાન<br>જહાંગીરશા<br>ઑલીવર | ઈંગ્લાન્ડમાં કલેકટરીનો અભ્યાસ કરવા ગયેલા હિંદી વિદ્યાર્થીઓ. |
| મી. અમેરિકન<br>મા. ફ્રેન્ચમેન<br>મા. જર્મન | તેમની સાથે બીજી લાઇનોમાં અભ્યાસ કરતા તેમના પરદેશી મિત્રો. |
| ટોમ્સ<br>જેમ્સ<br>જોન્સ | મજુર પક્ષના આગેવાન મજુરો. |
| સુર્યકાન્ત<br>માણેકલાલ<br>સુંદર | સ્વદેશી ચળવળમાં રસ લેતા હિંદી જુવાનો. |
| શાન્તા<br>ભાનુ | સ્વદેશી ચળવળમાં રસ લેતી કુમારીકાઓ. |
| કનુ<br>નટુ | દેશી પ્રેમથી ઉભરાતા અને સુરેન્દ્રની ચળવળને મદદ કરવા ઇચ્છતા બાળકો. |
| ચંદ્રકાન્ત<br>કુંજ | ખાદીની ફેરી ફરતા સ્વયંસેવકો. |

આ સિવાય ગુરૂ અને શિષ્યો, બ્હેનો, કુમારીકાઓ, પીટર, ફ્રેડરીક, હેન્રી, પેપર વેચનારા છોકરાઓ, જમાલમીયાં, પુંજા પટેલ, રાજા બહાદુર, નગરશેઠ, વળતણીઓ, ગ્રેજ્યુએટ, પ્રિન્સિપાલ, બન્ને પાર્લામેન્ટના સ્પીકરો, હિંદી વઝીર, વાઇસરોય, લોર્ડ ડોગ્ઝહેડ, મી. લીબરલ વિગેરે વિગેરે.



# સ્વતંત્ર ભારત

( હિંદીઓનો એક મનોરથ )

નાટકનાં ગાયનો.

## અંક પહેલો.

૧

### મંગલાચરણ.

વંદન વિભુ, વરદે હિન્દને,
રીદ્ધિ અષ્ટે સિદ્ધિ દે...........વંદન.
પ્રથમ અરૂણુ ઉદય થયો આંહી,
અસ્ત થયો તે ઉદય કરી દે...........વંદન.
નીતિ કર્મ ધર્મના માર્ગે,
પતિત હિન્દને વાળી તું દે........વંદન.

*　　　*　　　*

### બ્હેનોનો રાસ.

( ગાફ સાથે )

૨

જોગીડો જોને બ્હેની જગાડે;
ઉંડી અંતરની વેદના ભગાડે...જોગીડો૦
સાબરને તીર એણે યજ્ઞ મહા માંડયા
વૃત્તો ઉપાસનાથી ગાત્રો બધાં ગાળ્યાં
સ્વરાજ્યની ધૂણી ધખાવે....જોગીડો૦

સાખી-

ભેળાં મળ્યાં આપણુ અહીં, કરવા વીર પૂજન;
સ્વરાજ્ય ઓજસ ઓપતાં, ભરતખંડ દિગન્ત.

વીરનોએ જન્મદીન દિલમાં ગ્હેકાવતો,
વિધવિધએ ચેતનાની જ્યોતિ જગાવતો,
પ્રકટાવે ઉર્મિઓ અનન્ત...જોગીડાo

સાખી-

સૌ સંતોનો સંત મહા, વૈષ્ણવ જન કહેવાય;
પરહિત કાજે પ્રાણુની, આહૂતિ દેવા ધાય.
હિન્દ તણી દાઝ જેના હૈડે વસે છે,
મૂર્તિ મધુરી મારા મનમાં વસે છે;
ગુણુનો ભંડાર મહા સંત....જોગીડાo

* * *

## નાન્દી.

ગુરૂજી તથા શિષ્યો—

જય હો ! વિજય જય હો........(૨)
ભૂમિ ભારતનો.......

દેશ પ્રેમ રગ રગ પ્રકટાવી,
અંતર ધૂની અજબ જગાવી;
કલા વિવિધ વળી વિદ્યા સીંચી,
રાષ્ટ્રોન્નત કરી દો........ભૂમિo

કલેશ તણાં મળ જડથી કાપો,
હિન્દુ મુસ્લીમ સગઠન* સ્થાપો;
ભીન ભીન કોમો હાથ મીલાવી,
વિજયમાળ ગ્રહી લો........ભૂમિo

દેશ દીપક બની સ્વરાજ્ય સાધો,
રાષ્ટ્ર વિજય ધ્વજ વિશ્વે બાંધો;
વિજય વિજય જય જય જય વાધો,
મંગળ યશ ગાઇ લો.......ભૂમિo

* * *

* સંગઠન.

સુરેન્દ્ર—

૪

સુખે હરશું ને ફરશું ભારતમાં વિચરશું,
જમાવીશું સત્તાનો જંગ;
પછી અજબ ખૂબીથી માલદારને બનાવીને,
ખીસ્સાં કરાવીશું ખંખ.
સત્તા આવે જ્યારે હાથ
લોકો કહે ભાઇ સા'બ
ભારે લાગે સૌને ધાક
મોટી મોટી વાતોથી પછી રાજી કરીશું,
રાજા મહારાજા ને રંક...સુખે૦

* * *

સુરેન્દ્ર—

૫

ખરા જ્ઞાનનો ઉપદેશ તમે દીધોરે,
ભાઇ ખરા....(૨)
તેથી હિન્દને ઉપકાર મહા કીધો....(૨)
ભારતનું જ્ઞાન ક્ષેત્ર વિશાળ મૂકીને....(૨)
દૂરના દેશોનો મોહ કીધો.......ભાઇ ખરા૦
સત્તાના લોભે અમે માર્ગ ભૂલ્યા તે....(૨)
હૃદયનો પલટો તમે કીધો........ભાઇ ખરા૦

* * *

સર્વે—

૬

"ટેક સમ વાઇન, ટેક સમ વાઇન, એવે ટુ લોકલી લાઇન,
સુખી જીવન ગાળનારની એ છે ઉત્તમ સાઇન,
ટેક સમ વાઇન૦
લેબરર્સ લેબરર્સ કીંગ્ઝ આરવી,
નથી પરવા જગતની આંહી;
વરી ધી વર્લ્ડ ઓર વુ કેન વી,
રાજા મહારાજા ઑફ હિન્દ આરવી;
ટેક સમ વાઇન૦

"બોય, બેસ્ટ ઓવેલાઈન લાવ,"

બોય— જી સાહેબ લાવું છું.

"ગૃહસ્થોને તું વ્હેંચી આપ"

"એન્ડ ધી લોર્ડ્ઝ ડ્રીન્ક વી ડ્રીન્ક."

ટેક સમ વાઇન૦

* * *

**મી. ઓલીવર—** ૭

બહિષ્કાર મંત્રે સત્તાધિશો દૂર નાસે,
નિ:શસ્ત્ર પણ હઠાવે મહા મારથી એ જંત્રે;
ભડવીર જીત્યા એ યંત્રે....બહિષ્કાર૦
ભાગે ભૂખ, કાપે દુ:ખ, આપે સુખ....(૨)
ખુનરેજી જેથી ન થાયે
એ શાન્તિ માન માર્ગે....બહિષ્કાર૦

* * *

**સુરેન્દ્ર—** ૮

ખરો તે દેશ પ્રેમી જે, જીવન પરહીતમાં અર્પે;
સમય આવે **મરી** જીવે, પ્રજા કલ્યાણના અર્થે. ૧
વડીલ હિન્દી યુવાનોને, વળી અજ્ઞાન બાલુડાં;
કરી નીજ દેશની સેવા, હમારૂં ઋણ ચુકવશું. ૨
હમારા દેશના ધંધા, બધા જે જે પડી ભાગ્યા;
ખીલાવીને કરી તાજા, જગે જગ નામના કરશું. ૩
ગરીબડી હિન્દ માતાના, હજારો બાળ ટળવળતાં;
વિના વાંકે રઝળતાંને, ખરા રસ્તે ચઢાવીશું. ૪
બધો આધાર દુનિયાનો, હમારો દેશ ભારત છે;
જીવન સીંચી હમે તેને, નવીન રૂપે ઉગાડીશું. ૫

* * *

**જેમ્સ—** ૯

ગાયન.

માટે યારો, ચિંતા ત્યાગો
થઇ જાઓ તૈયાર,

છોને તેઓ ચળવળ કરતા
ત્યાં સઘળા છે ગમાર;
જો ધાંધળીઆ ધાંધલ મચવે
કાઢો ઑર્ડર અનેક,
એક પછી એક મારી કાઢો
છોને થાકે છેક.

## અંક બીજો.

અમારા દેશને ખાતર; અમારા સ્વાર્થ ત્યાગીશું;
અમારા હિન્દને ખાતર, અમારા પ્રાણ આપીશું. ૧
હતા પહેલા અમે કાયર, વિદેશી વસ્તુથી મહોતા;
ત્યજીએ વાસના બુરી, સરવ સન્યાસ સેવીશું. ૨
હમારા દેશની અંદર, વિદેશી વસ્તુ ના પેસે;
અમે તે કારણે સર્વે, કમર કસીને ઉભા રહેશું. ૩
કરી આજે પ્રતિજ્ઞા જે, સરવથા તે હમે પાળી;
હમારા પૂર્વજો જેવું, ખમીર અહીંયાં બતાવીશું. ૪

* * *

૧૪

### કુમારીકાઓનો રાસ.

દેશી વ્રત રૂપાળું.

લેને સખી ! દેશી વ્રત રૂપાળું
સુંદર ને વળી સારૂં રે.......દેશી વ્રત રૂપાળું.
મોહક વૃત્તિને દુર કરનારૂં,
સાદાઇને પોષનારૂં રે...........દેશી૦
મીઠું મધુર ગુંજન કરનારૂં,
સંતોષ પમાડનારૂં રે..........દેશી૦
મુલ્યવાન મહા કીંમતી સારૂં,
ગુણીયલ ગણે છે એ ચારૂં રે....દેશી૦

સ્વતંત્રતા મેળવવાની ચાવી,
હાથ તમારે આવીરે..........દેશી૦
સુંદરી ભૂષણ શીલ જે સારૂ,
હેતથી સાચવનારૂં રે..........દેશી૦
હિન્દ તણા ઉદ્ધારની હોડી,
જઇએ બેસી દોડીરે...........દેશી૦
ચાલ સખિ ! આજ પ્રતિજ્ઞા લઇએ,
તરીને હિંદ તરવીએરે.......દેશી૦

* * *

( સ્વતંત્ર હાસ્ય પ્રયોગ. )

---

સ્વયંસેવકો— ૧૨

અય હિન્દ બાળ જાગો, કયું સો અભી રહે હો;
અબ હિન્દ લાજ રાખો, કયું ઘોરતે પડે હો.
સબ જાન :માલ અપના, પરદેશીકું લુંટાકર;
નંગે હુવે ઝબી તુમ, કયું કેફમાં પડે હો.
દીનરેન ડાકણી એ, લોહી ચુસી તમારાં;
ખાલી બદન કીયાં જબ, કયું ડોલતે ખડે હો.
ખાદી કફન કર લો, ખાદીકા કર બીછાના;
મુખ જાય મંત્ર ખાદી, સુતકી પકડ કરમાલા.

* * *

સ્વયંસેવકો— ૧૩

એ માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાઉં,
મેં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉં. ટેક.
માથે પે તૂ હો ચંદન છાતીપે તૂ હો માલા;
જીહ્વા પે ગીત તૂ હો, મેં તેરા નામ ગાઉં. એ૦
જિસસે સુપૂત ઉપજે, શ્રી રામકૃષ્ણ જેસે;
ઉસ તેરી ધુલીકો મૈં નીજ શીશ પે ચઢાઉં. એ૦
માની સમુદ્ર જિસકી; ધુલીકા પાન કરકે;
કરતા હે માન તેરે ઉસ પૈરકો મનાઉં. એ૦

વે દેશ માનવાલે ચઢકર ઉતર ગયે સબ;
ગોરે રહે ન કાલે, તુઝકો હી એક પાઉં. એ૦
સેવામેં તેરી સારે. ભેદોકો ભૂલ જાઉં;
વહ પુણ્ય નામ તેરા, પ્રતિદિન સુનુ સુનાઉં. એ૦
તેરે હી કામ આઉં, તેરા હી મંત્ર ગાઉં;
મન ઔર દેહ તુઝ પર બલિદાનમેં ચઢાઉં. એ૦

* * *

જેમ્સ— ૧૪

ખાવા પીવા મળતું ન અન્ન જ્યાં, બાળ ભૂખે ટળવળે;
વિધીએ લખ્યા દીન આકરા, વેળા અમારી ના વળે.
શાં પાપ પૂર્વ તણાં અમારાં, દાદ પણ કો ના સૂણે;
માલીક પણ દુશ્મન તણી, આજે ગરજ સારે ખરે.
દારિદ્રે શું જીવવું મોઢું ફાડી,
ભુખે મરતાં બાળકો જોઇ, હૃદય ચીરાયે દા'ડી....દારિદ્રે૦
કુતરાને પણ અન્ન મળે છે, પીવા નિર્મળ પાણી;
ટુકડો બીસ્કીટ મળ્યો ન મળ્યો, નહિ તો ખાલી પાણી....દારિદ્રે૦
હાય અન્ન હાય અન્ન બાળકો ટળવળે;
સશક્ત છતાં ન કામ કાંઇ....દારિદ્રે૦
સાખી-જો જીવન બક્ષ્યું એ પ્રભુ, તો કેમ ન આપે અન્ન;
એવા જીવતરથી હવે, ચાહુ મરણ નીશદિન.
હવે અટકી છે આ મારી ગાડી...દારિદ્રે૦

* * *

# અંક ત્રીજો.

૧૫

નદુ—ચાલ કનુ ચાલ ભાઇ કેમ તું ગભરાય છે,
આની બે આની પણ બેંકમાં ભરાય છે.
કનુ—પૈસો પઇ રોજ હવે એકઠો કરીશું,
આની બે આની થયે બેન્કમાં ભરીશું.
નદુ—ધંધા નવીન બહુ હિન્દમાંહી થાય છે,
પરદેશી બાપડાઓ તેથી ગભરાય છે.

કેનુ—ભેગી મુડીનો મોટો ધંધો કરીશું,
ખાદી પ્રચાર ખુબ જોરથી કરીશું.

* * *

સ્વયંસેવકો— ૧૬

જય મંગળ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ:—
રઘુવીર સમ વિરલ વીર, ભારતો સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીએ— જય૦
જનની અંક ઝુલીએ, ઝનુની રંગ ઝીલીએ;
આત્મબળ-ઉજાસથી બધું ઉજાવીએ— જય૦
સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાવો;
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ— જય૦
સત્યથી સચવાય સ્વત્વ, સમજીએ થઈ પ્રવૃત્ત;
ઘુમીએ ઝઝુમી, જંગ તો મચાવીએ— જય૦
ભૂતળ ફોડી ફેંકીએ, ઉંડી જડો ઉખેડીએ;
દોર ને દમામ દેશનો જમાવીએ— જય૦
સ્થિતિ સમય સ્વીકારીએ, પ્રવૃત યજ્ઞ યોજીએ;
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ— જય૦
મા તું દીન દુભાય છે, સપુત! પીડા પીછાનીએ;
દૂધ દીપાવીએ, ઉમંગને વધાવીએ— જય૦
દેશ સેવના સ્વધર્મ, અન્ય નકર્તવ્ય કર્મ;
આત્મભાવથી બધું પ્રભુમય પીછાનીએ— જય૦

* * *

(સ્વતંત્ર હાસ્ય પ્રયોગ)

૧૭

સુજલામ્ સુફલામ્ મલયજ શીતલામ્
શસ્ય શ્યામલામ્ માતરમ્— વંદે માતરમ્.
શુભ્ર જ્યોત્સ્ના પુલકિત યામિનીમ્
ફુલ્લકુસુમિતદ્રુમદલ શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુરભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્— વંદે માતરમ્.